H. H. Sir Sultan Mohomed Sha Agakhan,

G. C. S. I., L. L. D. &c.

ISMAILI HAZAR IMAM.



હીસ હાઇનેસ સર સુલતાન મોહમદશા આગાખાન

જી. સી. એમ. આઇ. એલ. એલ. ડી.

**ઇસમાઇલી હાઝર ઇમામ.**

Krishna Press, Bombay.

# સતવેણી મોટી.

(પાઠ ૨૨૨)

રચનાર.

સૈયદ નરમહમદશાહ બીન ઈમામશાહ

(ગુજરાતીમાં) આવૃતી ૧ લી    નકલ ૫૦૦

પ્રગટ કરનાર,

મુખી લાલજીભાઈ દેવરાજ

ધી ખોજા સીંધી છાપખાનું,

૧૧૩, પાલખી મહોલા, મુંબઈ-૯.



આ બુક મેનેજર વલીભાઇ નાનજીએ ધી ખોજા સીંધી પરેસ, ૧૧૩, પાલખી મહોલા, મુંબઇ-૯ માં મુખી લાલજીભાઈ દેવરાજ માટે છાપી અને મુખી લાલજીભાઈ દેવરાજે ધી ખોજા સીંધી પરેસ ૧૧૩, પાલખી મહોલા મુંબઇ-૯ માં પ્રગટ કરી.

સંવત ૧૯૭૫    સન ૧૯૧૯

# પ્રસ્તાવના.

જમાનો જમાનાનું કામ કરે છે. ઇસમાઇલી દીનના પ્રચારક મહાત્માઓ **પીર સદરદીન, પીર હસન કબીરદીન** વગેરે તેઓના જમાનાના હાજર ઇમામોનાં ખાસ ફરમાનથી સત્પંથ યાને ઇસમાઇલી દીનનો ફેલાવો કરવા હીંદુસ્તાનમાં પધાર્યા અને હિંદુ ધર્મમાંથી વટલાવી સીધી સડક બતાવી રાહે રાસ્ત પર જે લોકોને લાવ્યા, તેમનું નામ **ખોજા** પાડવામાં આવ્યું. **ખોજાનો અર્થ** માનવંતા થાય છે એટલે કે **ખોજા** શબ્દ માન ભરેલો શબ્દ છે. આવો લકબ તેજ લોકોને આપવામાં આવ્યો હતો કે જેઓએ નુરે વહદાનીયતની ખરી સડક સમજી, જાણી, ઇમામે ઝમાનની શનાખત મેળવી હતી.

મજકુર મહાત્માઓએ અસલ ઇરાન કે જ્યાં તે વખતના ઈસમાઇલી નીઝારી ઇમામો વસ્તા હતા, તે તરફથી આવી, હીંદુસ્તાનની ભાષાઓમાં ઇલ્મ સમજાવ્યું. **પીર સદરદીન, પીર હસન કબીરદીન** વગેરે પીરો આશરે સાડા ચારસો વરસ પહેલાં હિંદુસ્તાનમાં આવ્યા અને પોતાનાં કુટુંબ સહિત વાસ કર્યો, તેઓનું કામ ફકત બોધ કરવાનું અને મુરીદો વધારવાનું હતું. તેઓના મહાન પ્રયાસથી લખો હિંદુઓએ ઇસમાઇલી દીન અખત્યાર કર્યો અને પીરોના બોધ મુજબ અમલ કરવો શરૂ કર્યો પણ તેઓમાં કેટલાકો હીમતના અભાવે કે બીજાં કાંઇ દુન્યવી કારણને લઇને ખોજા લકબ ધારણ કરવાને નશીબવંત બન્યા નહી.

અત્યારે ઇસમાઇલી દીનની ક્રિયાઓ અને ઇલ્મ લખો માણસ પડે છે. અને તે ફકત પીરોની મહાન ઝહેમતનું પરીણામ છે. જો **પીર સદરદીન પીર હસન કબીરદીન** વગેરે પીરોના બોધ ઉપર તે મહાન પીરોના ફરજંદ ચાલ્યા હતે તો આજે લખો બલ્કે કરોડો હિંદુ શુધ્ધ **ઈસમાઇલી** યાને **શીયા ઇમામી ઇસમાઇલી** હતે.

ઇસલામને આવો મોટામાં મોટો ધકકો પ્હોંચાડનાર ફકત તે મહાન પીરોના ફરજંદો જ હતા કે જેઓ દુનીયાની લાલચમાં લપટાઇ પોતાના પાક હાજર ઇમામનો હક ખાઈ જવા લાગ્યા અને મુરીદોને ઉંધે રસ્તે દોરી જવા લાગ્યા. દાખલા તરીકે **પીર હસન કબીરદીન**ને અઢાર ફરજંદો હતા, તેમાં **પીર ઇમામશાહે**જ ફકત હાજર ઇમામની શનાખત રાખી હતી અને એક મીશનરી તરીકે કામ કરવાની રજા મેળવી હતી. **પીર ઈમામશાહ** ઇસમાઇલી પીર હતા નહી, તેમ તેઓને તેવો મરતબો આપવામાં આવેલ હતો નહી તે વખતે એટલે **પીર હસન કબીરદીન**ની બાદ પીરની ગાદી **પીર તાજદીન**ને આપવામાં આવી હતી. પીરની ગાદી વંશ પરંપરા ઉતરી આવે એવો કાંઇ નીયમ નથી. હાજર ઇમામ જેને પોતા તરફથી

પીરની પાઘડી આપે, તેજ પીર કહી શકાય. બાકી તેવા પીરની નીચે અનેક મીશનરીઓ નીમી શકાય અને તે મુજબ **પીર હસન કબીરદીન** બાદ **પીર તાજદીન** થયા અને **ઇમામશાહ** મીશનરી તરીકે કામ બજાવતા હતા, બાકીના **પીર હસન કબીરદીન**ના સતર ફરજંદોએ પોત પોતાના જુદા અનુયાયીઓ કરી લઇ પોતાને પીર તરીકે મનાવવા લાગ્યા અને ઇમામની શનાખતથી મુરીદોને બેનસીબ રાખ્યા તેમન માટે **સઇયદ નરમહમદશાહે** કહ્યું છે કે:—

**એસા હાલ ઉનકા જો હુવા, અઢારમાંસું સતર જો મુઆ;**
**સારે મુનીવર સબ ગયેસો ફરી, ગુરકે બોધસું નવ આયે વળી;**
**નરજીકું ખબર જબ સરવે હોઇ, ગુરજી તાજદીનસે હોઇ સોઇ.**

એ મુજબ ફકત **ઇમામશાહ** સિવાયના અન્ય ભાઇઓ મુઆ યાને આ પાક દીનથી ફરી ગયા અને હાજર ઇમામની શનાખતથી દુર રહયા અને **પીર ઇમામશાહ** અમદાવાદ પાસે પીરાણા નામે ગામમાં આવી રહયા અને હાજર ઇમામ તરફથી મીશનરી તરીકે કામ કરવા લાગ્યા અને હજારો હિંદુઓને સત્પંથ પર લાવવાને પ્રયત્ન કરવા લાગ્યા અને તેની કોશેષનાં પરીણામે હજારો **કાચ્છીયા** વગેરે જાતો ઇસમાઇલી દીનમાં દાખલ થઇ.

આ બુક **સતવેણી મોટી**ના રચનાર **સઇયદ નરમહમદશાહ** તે **પીર ઇમામશાહ**ના ફરજંદ થાય, જેવણુ પણ પોતાના પીતાનાં પગલે ચાલી, પોતાના પીતાનાં કામમાં મદદ કરવા લાગ્યા અને **સતવેણી** વગેરે ગ્રંથો બનાવી સત્પંથનો સારો પ્રચાર કર્યો.

તેમના બાદ થયેલા તે કુટુંબના સઇયદો તથા કબરોના મુજાવરોએ લોભ અને લાલચમાં લપટાઇ હાજર ઇમામની શનાખત છોડી દીધી અને દશોંદ અને ઇમામના હકોનો પોતે ઉપભોગ કરવા લાગ્યા. એ મુજબ આવા કળી કાળના સખ્ત પરિવર્તનથી લખો હિંદુઓ **ખોજા** લકબ ધારણ કરવાને નાલાયક રહી ગયા, એ કંઇ ઇસલામને જેવો તેવો ધકો પ્હોંચ્યો કહેવાય નહી.

આ **સતવેણી**ના રચનાર **નર મહમદશાહે** આ કિતાબમાં મારફતનો ઘણો સારો બોધ કરેલો છે અને દોઢસો વીષયોને બસો બાવીસ પાઠમાં ઘણીજ સરસ રીતે સમજાવેલ છે. જો તેમના અનુયાયીઓએ લેશ પણ બોધ આવાં નિઃસ્વાર્થી લખાણમાંથી લીધો હતે તો આજે જે તેઓની હાલત **અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ** જેવી રહી ગઇ છે, તે રહેવા પામતે નહી.

આ પુસ્તક આજ સુધી સીંધીમાં છપાતું હતુ અને તેની અનેક આવૃતીઓ

તેજ ટાઇપમાં ખપી જવા પામી છે અને હજુ પણ અમારી પાસે તેની ઘણી નકલો બાકી છે, પણ અમોને એવો ખ્યાલ આવ્યો કે આવાં પુસ્તકો જો ગુજરાતીમાં બહાર પાડવામાં આવે તો જે અયોગ્ય હુમલા આપણા પાક ઇસમાઇલી દીન ઉપર વીરોધીઓ તરફથી થાય છે, તેમના જવાબનું કામ આવાં ગુજરાતી પુસ્તકો સારે અને તેજ હીસાબે અમોએ આ પહેલું પુસ્તક બહાર પાડયું છે.

કેટલાક લોકો આપણાં શાસ્ત્રો ગુજરાતી હરફોમાં છાપવાની વીરૂધ્ધમાં છે અને અમો પણ એમજ ધારતા હતા કે આપણાં પાક શાસ્ત્રો સિંધી હરફમાંજ રહે તો ઠીક અને તેથીજ હજારો રૂપીયા ખરચી ખાસ સિંધી ટાઇપ બનાવી છાપખાનું ખોલેલ અને સિંધી ટાઇપનાં ખાસ છાપખાનાના નામે **ધી ખોજા સિંધી છાપ** ખાનું નામ રાખ્યું, પણ **We are changed as the time is cıanged** એટલે કે "વખતના બદલાવા સાથે આપણે પણ બદલાઇએ છીએ," એ મુજબ અત્યારના હરીફાઇના જમાનાએ અને વીરોધીયોના પ્રપંચોએ આવાં પુસ્તકો ગુજરાતીમાં છાપી બહાર પાડવાની અગત્ય જણાવી અને તેથીજ અમોએ આ પુસ્તક ગુજરાતી હરફોમાં પહેલ વહેલું બહાર પાડયું છે.

ગુજરાતીમાં જ્ઞાન શાસ્ત્રો બહાર પાડવાની વીરૂધ્ધમાં જો કોઇ શખ્સ હોય તો તેમને જવાબ માટે આપણા પાક હાજર ઈમામનું નીચેનું ફરમાન બસ થશે.

(તા૦ ૮ મી મારચ ૧૯૦૮ મુંબઇની વાડી.)

**"દીનજે કમમે ઉતેજન દીઓ દીનજી ફારસી તથા અરબી કીતાબેજો ગુજરાતીમેં તરજુમો કરાએ ને છપાઓ આંજે બચ્ચેકે દીન ઇસમાઇલીજો રસ્તો બરાબર દેખાડીઓ. ઉનીકે દુઆ સફા ગીનાન ઇલમજી સમજણ દીઓ. તીણીખે કના બહેતર હીંઇ આહે કે મુજે મુખ મુબારક મીંજાથી નીકરેલા ફરમાન સીખાઓ. ઇસમાઇલી દીનજી ઉનીકે યાદ દીણ લાય સ્કુલમે તથા લાઇબ્રેરીમે ઉનીકે હલાઓ. એરી રીતે પાંજે દીનજી મજબુતી કયો. દીનકે ટેકો દીણમે આંજો વખત ગુજારો આંથી બની શકે ત દીનજી ચડતીજે વાસ્તે કોશેશ કયો અને આંમે હીમત હોય ત દીન ધર્મજા પુસ્તક ગુજરાતીમેં છાપે ને ધર્મજો વધારો કયો."**

(ઇ. સિતારો પુ. ૩ જું અંક ૧–૨ પાનું ૨૯.)

કેટલાએક અજ્ઞાન વિરોધીઓ આપણાં પાક શાસ્ત્રની કવિતાની ઢબને પિંગળ વિરૂધ્ધ અને ભાષાનું મીક્ષ્ચર જણાવે છે, પણ તેઓએ ખાસ યાદ રાખવું જોઈએ કે પીરોએ પોતાનો પાક હેતુ બર લાવવા ખાતર લોકો સમજે તેવી ભાષામાંજ શાસ્ત્રો રચેલાં છે અને તે એવી સ્હેલી અને સાદી ભાષામાં છે કે સિંધ, કચ્છ, કાઠીયાવાડ, ગુજરાત, પંજાબનો કોઇ પણ શખ્સ ઘણીજ સ્હેલી રીતે સમજી શકે. હેતુસરના કામને ભાષા દોષ જેવા નજીવા દોષનાં બહાનાં હેઠળ વખોડી કહાડનાર ફકત પોતાની મુર્ખાઈજ બતાવે છે.

અમોએ આ ગ્રંથ ગુજરાતીમાં છાપેલ હોવાથી કચ્છીમાં બ નો ભ ને દ નો ધ વપરાયે છે તેવા શબ્દોનો ફકત શુધ્ધ ઉચ્ચાર કરેલ છે, બાકી અગાઉની આવૃતી મુજબ કોપી ટુ કોપી ઉતારેલ છે. અગાઉ અમોએ આ બુક આશરે બસોથી અઢીસો વરસના જુના ચોપડામાંથી લીધેલ અને તેની થતી કોપી ટુ કોપી થતી આવૃતીમાંથીજ આ બુકને ગુજરાતીમાં છાપેલ છે.

સિંધી હુરૂફ નહી જાણનાર માટે આ બુક ખરેખર આશીર્વાદ રૂપ નીવડશે અને આપણાં પાક શાસ્ત્રનું જ્ઞાન નહી ધરાવવાથી એક તરફી વલણ રાખનારને માટે ખરી સમજણ લેવાનું આ બુક સાધન થશે, એવી અમને સંપુર્ણ આશા છે.

લી૦ સેવક,

**મુખી લાલજીભાઈ દેવરાજ,**

પ્રગટ કર્તા.



# સાંકળિયું.

# ખુલાસો.

આ સતવેણીમાં ઠેકાણે ઠેકાણે મુરશીદ, શાહ, ગુર, સુરીજન, પીયુ વિગેરે બોલો આવે છે, તે ફક્ત નુરે વહદાનીયતનું પાક નુર જે હાજર ઇમામમાં હર જમાનામાં બીરાજતું રહે છે, તેમને માટે છે અને જ્યાં જ્યાં તેવા શબ્દો આવે ત્યાં ત્યાં તે પાક હાજર ઇમામને માટે વપરાયલા સમજવા કારણકે છેલ્લા પાઠ ૨૨૨ માં તેઓ તેનો ભેદ ખોલતાં કહે છે કે:—

ખુદા ખાલક તમે જાણો અલ્લાહ,
સો જાણો શાહ મુસ્તન સિર અલ્લાહ.

રે તુંહી...

સબ્બદ સતવાણી બોલીયા,
તમે સુણો મોમન સુજાણરે;
ગુર નર આલ માંહે આવીયા,
તું સીદક સીદક કર જાણરે. ૨૨૨

તે મુજબ ગુર નર યાને હાજર ઇમામનાં પાક નુરને માટેજ મજકુર સંબોધનો છે એટલો ખુલાસો કરવો અત્રે યોગ્ય થશે.

પ્રગટ કર્તા.

# સતવેણી મોટી

### અલહમદો લીલ્લાહ

પ્હેલા સરજણહાર વખાણો, હરી નામ જપતાં શક ન આણો;
જીસથી રહેશે દુજા ફેરા, જો તમે જાણો બહોત બહોતેરાં.
દુજા સત નબીકા સાચા, જેસી કરણી તેસી વાચા;
જીભીયા આખો સુરીજન ભાવા, સાચા થા સો તો કેડે હાવા.
જગ સારા જેણે જુઠા કરી જાણા, સો આપણે સુરીજન સાથ સંધાણા;

રે તુંહી, સાચા સાંહીંઆ પીયુજી...
સાચા થાશો સાચશું, ખેલ ગયા મેદાનરે;
કુડે શાહ ન પાયા, સો ફોકટ ફીરે નાદાનરે. ૧

### (૧) તારીફ રસુલે દીનકી

સતકી બાતાં જીને સાચી જાણી, ગયરસો અપણે દીલ ન આણી;
અવર બીદાએત દાવે લાગા, ગફલત ધોકે ચોંક ન જાગા.
નવ સો બરસ જગ ભએ રસુલા, સાચે મારગ કોઈ ન ભુલા;
મોંઢે દીન ને દીલમાંહે ખોટી. રસુલ ચલે સો બાટાં છોડી.
સત પાખે કેમ પારજ પાઈએ, જીસથી સત તે કેડે જાઈએ;

રે તુંહી...
સાચી બાટ રસલકી, અને સાચા એહી સેરરે;
જે કોઈ ચાલ્યા સત વિના, સો પડીઆ મોટે ફેરરે. ૨

### (૨) સતગુર ગીનાનકી તારીફ.

નબી મહમદ જુગમાં આયા, તીસથી ચાંદ્રડા મારગ પાયા;
બાટ સુધી સો ઉને દીખલાઈ, રીત રસમ સબ શાહાકી પાઈ.
પંથી કોઈ ખોટા ન હોવે, ચાંદ્રણે મારગ સબ કોઈ જોવે;
તિસ અજવાલા આગલ કીના, જે જીવ જાયે પ્રેમ માંહે ભીના.
સત વેણી તીસ ધરીયા નામ, જીસ ઘર પીયુકા પાઈએ ઠામ.

રે તુંહી...
સિદક મુરશીદ આપણા, કેતા કહીયા સો બોલરે;
બાટજો સગલી સતકી; સો આન દીખાઇ ખોલરે. ૩

## (૩) દીનકી તારીફ

દીનકા ચલણાં સો ખંડા ધાર, સાચ પાખે કેમ પાઈએ પાર;
બાટ મુશકીલ સો થોડું પાઈ, જો કોઈ ભેટે આપ ગમાઈ.
અવર સો દાવા માંહે વિગુતા, અંધા અત્રીઆલ વિખમાં ખુતા;
જો કોઈ પ્રેમે સાચ બંધાણાં, સો સબ દીનકે સાથ સંધાણાં.
સતકી બાટે કસણી મોટી, સો કીયું સહેવે નીયત ખોટી.

રે તુંહી...

સાચા પંથ એહી સતકા, અને સાચા એહી સાથરે;
શીશ ગમાઈએ ઈસ વાટમે, તબજા આવે હાથરે. ૪

## (૪) પ્રબોધ નસીહત.

સાચા સાચા સબ કોઈ જાણે, પરગટ હોયસે અપણે ટાણે;
રાત અંધારી કામ જો કીજે, તો પરભાતે ઉતર કીયું કર દીજે.
સુધા હો કર ચલીએ બાટે, તોજા પોહોચે સાચજ માટે;
સાચા સાચા એહી ગીનાન, છાનાં પરગટ સુરીજન ધીયાન.
ચોરી કીજે જો જો કામા, પરગટ હોયસે અપણે ઠામાં.

રે તુંહી...

છાની ચોરી કીજીએ, અને કુડ છીપાઈએ સબરે;
આગલ જાતાં જાણુશો, સહી પરગટ હોયસે તબરે. ૫

એમ દયાળજી પારખું કહીએ, કુડ કપટ સહુ પરગટ લહીએ;
ઉસકું કુડસો કીયું ન સુજે, દીલકી બાતાં જો સબ કુછ બુજે.
જીસકું સુજે બાલું બાલાં, ઉસકે આગે ન હોયસી ટાલા;
આપ સંભાળો મુરખ લોકાં, હસી હસી કીજે શાહાસું ભોગા.
માંહે કાસલ પાકજ કીજે, તોજા ઉતર પરગટ દીજે;

રે તુંહી...

મનમાંહે કીજે નિરમલા, તો પાપજ હોવે ખેહરે;
ચાંદણે [illegible] ખેલીએ, સુરીજન સાથે નેહરે. ૬

પીયુસું ચાવા કીજે નેહ, તેમ તેમ કુડજ હોવે એહ;
નબીકુ અપણા સુરીજન ભાવા, ચાંદ્રણાં હુઆ સો સીર લગી પાવા.
તોજા બાર સુધી સો પાંઈ, સુખશું બેઠા મિંદર જાઈ;
જીસમાં અંધેરા તિલબ્બી રહેતા, તિતનાં ઉસકું નેહ ન દેતા.
એલમ અજવાલે નેણે દેખો, સાચી ઉમત સોઈ વિસેખો;

રે તુંહી...

ચાંદ્રણાં નીરમલ કીજીએ, તો ચલ કર લીજે પારરે;
ચાંદ્રણાં દીસે નીરમલા, બાકી ચઉદસ ગોડ અંધારરે. ૭

## (૫) દીલ રોશન કરણા.

પખ ચાંદ્રણાં આણ દીખાવે, પખ અંધારા કછુ કામ ન આવે;
માસ સારા જો ચાંદ્રણા હોવે, સારી રહેણી તો સુખસું સોવે.
ચંદા સુરજ દોય પડયા દુર, માંહે ન આવે ચાંદ ન સુર;
માંહેકી કાસલ જો પાકજ હોવે, તો મુરીજન મુખડા પરગટ જોવે.
જીને કિને મિતે કીના ચાવા, તિન ચાંદ્રણે જોત સુરીજન પાવા;

રે તુંહી...

ચંદા સુરજ દોએ નીરમલા, દોએ એ હય મિંતરે;
તીલબી અંધારા જાં રહીયા, તીસથી બીછડયા ચિંતરે. ૮

## (૬) દેહ—ફનાકા મહેલ

એ જીવ જાણો જુગ અંધારા, બાજ ચાંદરણે કેમ પાઈએ પારા;
ભાદરવે કેરી આયે રાતા, કછુ ન સુજે હાથું હાથાં.
ફીર ફીર ચુંદી મનમાંહે લાવે, અંધા બટાઉ કયું કર પંથડા પાવે;
બાહો બંધ આ જુગ જાણો, પરતક એહી તમે દેખ પીછાણો,
નદીએ પુરજ કેસા સો આવે, પલ માંહે સારા ઉતર જાવે;

રે તુંહી...

જેસા બાહો બંધ હય, તેસા આ સંસાર રે;
આવતાં આવે જોરમાં, તેને જાતાં ન લાગે વારરે. ૯

## (૭) દેહ ફાની

જીયું દો પોહોરકી આહે છાંઈ, થીર ન રહેવે એક તીલ કાંઇ;
ઇસિકે કેડે કયું જનમ ગમાવે, જયું રૂખાં છાંઈ ફીરતી જાવે.
પહેલી કુંપલ અતી સોહાવે, પોહોતે દાડલે સબ ખર ખર જાવે;
કીસે ન હોવે એ નીરવાણ, જેસી પીપલ જડ ગઈ પાન.
મેરી મેરી કર કર થાકે, અંધા અત્રીઆલે સો સબ રાખે;

રે તુંહી...

કુંપલ ખેલ દેખ કર, મત જાય ભુલાયરે;
પોહોતે આપણે દાડલે, સારી ખીર ખિર જાયરે. ૧૦

જાતાં દેખો તમે આ સંસાર, કાલકા કેસા ધરીએ પીયાર;
જે કોઈ આયા રહ્યા ન કોઈ, પાણીથી જયું પરપોટા હોઈ;
પહેલા આદમ દોસ્ત ઉપાયા, આવતા દેખા જાતા ન જાણ્યા.
દો આલમકા રાજા કીયા, ઉસેબી આખર રહેણે ન દીયા;
જો કોઈ આયા ચલયા સોઈ, ઇસ માંહે રહેતા ન દેખું કોઈ;

રે તુંહી...

જીસ ઘર રહેણુ ન પાઈએ, હઇયા ન બાંધો ત્તિતરે;
જયું પરદેશી પરોણલા, સો રહ્યા ઉઠાઈ ચિતરે. ૧૧

જબ લગ હરીયા ખેતજ આય, તબ લગ વહેલા ન ચેતા કાંય;
લોક કુટંબ સબ જારજ કહીયે, હક કી નીપજ દોરે રહીયે.
પીચુકી રસાયણ આવણ લાગી, ખોટી કરણી સબ નીકલ ભાગી;
જાર સબ કોઈ ખડી ન રહેવે, દુખ દોહેલા ઈતના સહેવે.
સબ કોઈ આયા રસકે કાજે, સુકી ખેતી સબ નીકલ ભાગે;

રે તુંહી...

જબ લગ હરીઆ ખેત હય, તબ લગ આપ સંભારરે;
સબ કોઇ જાણો જાર હય, લોક કુટંબ પરીવારરે. ૧૨

## (૮) માયા ચરીત્ર.

મેરી મેરી જીન કિન કીની, અપણે હાથે બાજી સો લીની;
પાપ સો જેતા કેતા આય, ફોકટ લેણા કારણ કાંય;
જુઠ સો જેતા કેતા આય, સો સબ છલયાં તરીયા લાય;
આખર રોટી વખતે ખાણા, ફોકટ માટે કયું પાપ લે જાણાં;
સરવ સવાદ માંહે કછુ ન પાઈયે, પાપે પેટ ભરતા જાઈયે.

રે તુંહી...

મેરી મેરી જો કરે, ઉસકી કરણી ખોટરે;
દીન દાયકે કારણે, પાપુ ભરણાં પોટરે. ૧૩

જીને ઈસ તરીયાસું જીવડા લાયા, સાર સવાદ માંહે કછુ ન પાયા;
ઈસ તરીયાકું જો કોઈ લોભાણાં, ઉસકું જાણોરે ખરા અજાણા;
એ ધન અપણાં કીસકા ન હોવે, લાભ કારણ મુલજ ખોવે;
જગ ધુતારી એ હયે નારી, બુઠી હયે પણ રૂપ અપારી;
પુરા પારખું ઉસે બુધ ઉપાની, જીને ઈસ તરીઆકું જુઠી જાંની.

રે તુંહી...

તરીઆ જુઠી જુઠ હય, ભાઈ જુઠી સદા કાલરે;
સબ જગકું ધંધે બાય કર, અને આપે રહેસે ટાલરે. ૧૪

ઈસ ખોટીકું કોઈ મત પતી આવે, જાતાં બટાઓકું બાટ ભુલાવે;
ઈસ તરીઆને સબ મોહી લીનાં, ગલે લગા કર અપનાં કીનાં;
કામણગારી એ હય નારી, એણે ધુતીઆ અતી અધીકારી;
જેણે છોડી સો અતી માટી, ઉતર ગયા સો વીસમી ગાટી;
ઈસ તરીયાકું મત ધીરો કોઈ, એ ધરવાળી કીસકી ન હોઈ;

રે તુંહી...

જેસા રંગ પતંગકા, તેસા આ સંસારરે;
ચટક કસુંબા રંગ હય, ઉસે જાતા ન લાગે વારરે. ૧૫

ઇને વશ કરયા અતી અધીકારી, જો ધુતાણે સો મુરખ ગમારી;
જીને કીને દેખી દરશન ખોલી, સો સબ ચાલે સીશજ ડાલી;
પુરે પારખું ઉને યું કર જાણી, કાચે ભાંડે ન રહેવે પાણી;
સો એક મના હોકર બાટ સીધાણે, મુરખ આપે આપ બંધાણે;
માંહે પરખો તો પઇકા ખોટા, પરતક દેખો તો ચલતર મોટા.

રે તુંહી...

એતો ચુંદી દેવકી, બુજે વીરલા કોઇરે;
ચાવા કીયા જીને બાવરે, ગયા સો સુધ બુધ ખોઇરે. ૧૬

ચરીત્ર સારા એ જગ લીના, બોહોત ચુકા કર અપણા કીના;
લોભે લાગા જે દીલસું મેલા, દીનસું નીકાલે ઉસે કર કર ઘેલા;
ગુડમાં ઝેર જો હાથું લેવે, સુજ ન રાખે દુખ ફીર ફીર સેવે;
એ હએ દુરીજન પણ મીત્ર કીલાવે, ઇસકે છંદકા કોઇ મરમ ન પાવે;
જે કોઇ ઇસકે પાલવ લાગે, ગયે છેતરાણે સો મુરખ અભાગે.

રે તુંહી...

ત્રીઆ ચરીત્રે આગલી, એણે ધુતીયા સબ સંસારરે;
ચોરજ એ હય પરગડા, સો દીન કેરા વાટ પાડરે. ૧૭

જેણે ઇસકુ સુધી કરી જાણી, ચાવા કીયા આંખ તલે ન આણી;
આપ સંભાળી જે કોઇ ચાલે, સો ન પડીયા ઉસકે પાલે;
રાવત હુવે સો અતી માટી, ઉતર ગયે સો વિસમી ઘાટી;
એક મના હોકર જો બાટ સુધારે, સો જા સુઆસું પાર ઉતારે;
દો નાવુ જો દીજે પાવા, ઉસ પંથીકા કેસા સાવા.

રે તુંહી...

ઇસ ત્રીયાકુ ધીર નહી, થીર નહિ નીરવાણરે;
મુરખ ધુતે દો મના, કર સજન કીતા હાણરે. ૧૮

મળી જીતે સુરીજન કીતે, ઉન સીર બાતા બ્હોતજ બીતે;
દેખો જુગમાં આયા રસુલા, પ્રેમુ સાચા સો કંહી ન ભુલા;
ફીરેઉન જુગમાંહે જુઠા જાણો, દેખત રૂપ જો જઇ જપાણો;
જે જે હોતા ફીરોન દીના, તીન તીનં એહી ભોગજ કીના;
જે કોઇ હોતા સુરીજન જોગા, તીને ઇન કન્યાસુ કેસા ભોગા.

રે તુંહી...

એ કન્યા હય અભાગણી, તીસે રંક ન લોણો રાયરે;
આંખો ખોલ કર દેખીયે, નરક ભરી સીર પાયરે. ૧૯

દુનીયા હય શરાબ શયતાન, હઇડાએથી જાવે ગિનાન;
શરાબ શયતાની ભરભર પીજે, દાવા લેકર દીનસુ કીજે;
જાહેર શરાબથી તોભા આખે, શયતાન શરાબ લઈ હઇડે રાખે;
ઢંઢી રૂપ તો માંહે કીના, ખોટ લગાઇ અપના દીના;
જે કોઇ હોવે સુરીજન જોગા, સો શરાબ શયતાનસુ ન કરે ભોગા.

રે તુંહી...

શરાબ શયતાની પીજીયે, જગ દીખલાઇએ પાકરે;
અમલ જાતાં જાણસો, તબ દેહડી દેવે સાખરે. ૨૦

ઇસ ફાની દુનિયાકુ દુરીજન જાણી, મીંતુ કેણે ઇસ મનમાં ન આણી;
સાચે સગળે ઇસે દીના છેહા, જીસ માંહે હોતા શાહકા નેહા;
અવર અભાગી ભેદ ન પાયા, દુરીજન સાથે જીને જીવડા લાયા;
દાય બાટા જુગ માંહે ચલાઈ, જીને જો ઢુંઢી તીને સો પાઇ;
કસણી જુગ માંહે આણી, મીંતુ દુરીજનકી વિગત પીછાણી.

રે તુંહી...

દુનીયા જુગ માંહે આન કર, પરખ્યા અપણા મીંતરે;
દેખો કીસીકો કીસીસુ, લાગા હય મન ચિતરે. ૨૧

ફીરોનકુ જો દુરીજન કીના, બ્હોત મુલક ઉસ હાથુ દીના;
લોભે લાગા સો મુરખ ભુલા, ઉસ કર રાખા દુરીજન ટોલા;
સુરીજન સેવા જીને જુઠી જાણી, નહિ ઉસ મુખમાં શાહકી વાણી;
દુઃખ દોયલા તીસે તીલ ન દીતા, ચાવા નહિ હઇડે ના મીંતા;
દુરીજન ઉપર રાખા ભાવા, મીંત મારણેકુ સામા ચાવા.

રે તુંહી...

દુરીજન રાખે સુખે કરી, કછુ ન દેવે આળરે;
મીંતજ મારે ભાંગડે, લે લે માંહેથી ટાળરે. ૨૨

વલી મસાએખ જો કોઇ કહાવે, દમડી દોકડે જીવડા લાવે;
સુવા કાફર ઉનકુ જાણો, શયતાન રૂપ તમે દેખ પીછાણો;
ફીરોન કેરા કીજે કામા, વલી મસાએખ ધરાવે નામા;
ખુદા રસુલ જીભીયા આખે, શયતાન લેકર હઇડે રાખે;
એસે કામે જો શાહ લેતા, તો નબીયુંકુ ફકીરી કાયકુ દેતા?!

રે તુંહી...

વલી મસાએખ જુગમાં કહાવે, અને દુનિયા લાવે ચીતરે;
સુવા જાણો ચોર હય, મત કોઈ આખો મીંતરે. ૨૩

---

## (૯) ફસાણી–જીકર.

દુનીયા આહે દુરીજન બાટ, નબી હુએ સો ફકીરજ માટ;
માંહે ફકીરી જે કોઈ જલાણા, સોજા જગમાં નબી કીલાણાં;
દેહા કેરી જો હંડીયા કહીયે, સો બીના ભાગે કયું શાહ લઇએ?
જે કોઈ લોણે સાંહીયા અપણા, ઉનુકુ ચાહીએ ફકીરી તપણા.
એ તો મારગ દેહકા કહીયે, સો બીન ભાગે કયુ શાહ લઇએ?

રે તુંહી...

ફકીરી સબસેં અફઝલી, નહિ કો ઇસકે તોલરે;
ખાસી નસીહત શાહકી, જો આન મીલાવે ઢોલરે. ૨૪

## (૧૦) ફકીરીકી ખુબી.

ફકીરી માંહે જો જીવ લગાઇએ, તો નેહ સુરીજન અદકા પાઇએ;
મીંતુ કેરા એહી જાણો કાજ, નબી ફકીરીસેં હુએ મએરાજ;
એતો દોલત હય નબીયું કેરી, ઇસથી બાદશાહી નહિ ભલેરી;
કરમ નીલાડી હોવે જીસકે, એ દોલત હાથ આવે તીસકે;
નબીયુ સારૂં ને ચાવુ માંગી, સાચે મુરશીદસું હાથુ લાગી.

રે તુંહી...

બડી બાદશાહી જુગ માંહે, ભેજી મીંતુ કેરે કાજરે;
કીને ન પાઈ નીશ્ચે, નબીયું મુરશલ બાજરે. ૨૫

ફકીરી તન માંહે જપીએ આજ, તીસકા સઘળા પુગે કાજ;
મહેમાન ખુદાકા જુગ માંહે કહીએ, મહોબત લાગી શાહ પર રહીએ;
ઇસથી રૂડા કેસા કામ, જીસથી પાઇએ દુઆરજ ઠામ;
કછુએ ન માગે હાથ પસારી, હવા હીરસ સબ વિસારી;
એસી ફકીરી માંહેજ રહીએ, ફકીરી બાદશાહી તીસકી કહીએ.

રે તુંહી...

સાચી ફકીરી સતકી, જો માંગે શાહકુ પાસરે;
દુઆરે રહે સત સબુરીકે, છોડે ભીરાની આસરે. ૨૬

પીયુકે પાસે જા માંગણા કીજે, ઇસ માંહે સબુરી લીજે;
સેહજ ગફલત માંહે કછુ ન પાઇએ, જીકરૂ શાહકું જપતા જાઇએ;
શાહકી ફકીરી મોટી જાણો, ફકીરી બાદશાહી પીયુ પરમાણો;
તમાં કેરી જો ભકિત કીજે, તો પુરા મેવા સબ કયું કર લીજે;
પીયુકી ભકિત તમ પીયુસું લાગો, હાથ પસારી કછુ ન માંગો.

રે તુંહી...

જો તું લોણે પીયુકું, તો કછુ ન માંગો આસરે;
જો પીયુ પાયા આપણા, તો સબ કુછ તેરે પાસરે. ૨૭

રસુલ સારૂંકી એહીજ કહાણી, ફકીરી બાદશાહી સુધી જાણી;
સઘળે ફકીરી પીચુકી માની, એક એક કસણી અદકી બખાની;
નબીયુ કેરી તુમ દેખો ચીઠી, ફકીરી જાલ સલગું દીઠી;
ઈસકી આંચે દીન પકાયા, નેહ સુરીજનસુ અદકા લાયા;
જીસકુ લોઢે આપ સંજોગા, ઉસકું કરાવે ફકીરી ભોગા.

રે તુંહી...

મીંતુ માંહે મીંત હય, અને સારૂં માંહે સારરે;
ફકીરી માંહે જો મીલે, સો તર કર લાગે પારરે. ૨૮

## (૧૧) ફકીરી આદમ શફી અલ્લાહકી.

પહેલા આદમ દોસ્ત ઉપાયા, સઘલે ઉસકુ શીશ નમાયા;
સરગ માંહે ઉસે દીયા વાસા, વચે થા અપણે સુરીજન પાસા;
સરગ માંહે તીસે સુખ ન દીના, ફીર ફીર પ્રેમ જાલે ભીના;
કેતે બરસ જંગલ માંહે ડાલા, રોતે રગત નેનુંથી ચાલા;
એસી ફકીરી જબ સર પર બીતા, નબીપણા તો તબજા દીતા.

રે તુંહી...

પહેલા આદમ દોસ્ત થા, દેખો તીન શીર હાલરે;
જંગલ ડાલે શુધ્ધ બીના, તબ મીલે સુરીજન નાલરે. ૨૯

## (૧૨) ફકીરી નુહ નબીકી.

નુહ નબી તમે દેખો લોગાં, વચે થા અપણે સુરીજન જોગા;
ત્રાટી ઓલવે જનમ ગમાયા, નવસો બરસ જા આપ જલાયા;
માંહે દુનીઆ જો સોહેલા હોતા, તો ફકીરી માંહે કોઈ આપ ન ખોતા;
એક તીલ એસા કોઈ ન સેહેવે, તો નવસો બરસ જંગલ કયું રહેવે;
પ્રેમું કીના જીન માંહે ખેલા, તીનકું દીના સુરીજન મેલા.

રે તુંહી...

જીસ માંહે પ્રેમ થા આગલા, ઉસકું કેસી ઓથરે;
દુખ દોયલા બાહે કર, દેહા માની થોથરે. ૩૦

## (૧૩) ફકીરો મુસા નબીકી.

દેખો મુસા પીયુકા પ્યારા, ઈનબી લોઢી કબુલી સારા;
ગરીબી માંહે વો પ્રેમુ પેખા, આપસ રાખા માહે ફીકર વિશેખા;
બોહોણ ન દુનીઆકા કીના ચાવા, તો જા અપણાં સુરીજન પાવા;
પ્રેમે શાહકું તોજા પાઈએ, ફકીરી માંહે જો આપ જલાઈએ;
દુનીઆ કામે જો મીલતા શાહે, તો નબીઉં ફકીરી લેતા કાંહે.

રે તુંહી...

ફકીરી શોહાગ તીસે કહીએ, જો જલાવે અપણે ચાવરે;
દુનીઆ આણ દીખલાઈએ, તો તીલ ન હોવે ભાવરે. ૩૧

## (૧૪) ફકીરી ઈસા નબીકી.

ઈસા નબીકી તુમ વેદના સુણો, તો ઈસ મુરદારકું કાહેકું લોણો;
એક સુઈ કારણે કયા કુછ આંખેઆ, જાતે ચોથે આસમાને રાખેઆ;
એક સુઈ ભાર એસા જો હોવે, તો કયું જનમ જા સુખમે ખોવે;
ઈસે સરીખા નહી કોઈ ચાંદા, એક સુઈ કારણ કાહાં જા ફાંદા;
કેતા ધન ઓર કેતા માલા, એક સુઈ કારણ દેખો ચાલા.

રે તુંહી...

દુનીઆ ચરીત્ર દેખ કર, જો તેં લાયા ચીંતરે;
એક સુઈકે કારણે, કહાં લે રાખ્યા મીંતરે. ૩૨

## (૧૫) ફકીરી સુલેમાન નબીકી.

સલેમાન પ્રીત સુધી માની, આપસ મનમાંહે રાખી છાની;
કીતી બાદશાહી પરગટ બખાની, દરવેશી માંહે આની છાની;
જવકી રોટી જે કીના ખાણાં, તો જા મીલીઆ સુરીજન ટાંણાં;
દુનિઆ સાથે જો જીવડા લાતા, નબીપણાં તો કીયું કર પાતા;
સુખસુ કીના સાચા ભોગા, વે થા આપણે સુરીજન જોગા.

રે તુંહી...

ગરીબી સોદા શાહોકા, ખેલો સુખસુ જાયરે;
દુનિઆ મતલબ છોડ કર, રાખો ફકર જલાયરે. ૩૩

## (૧૬) ફકીરી પરેમકી.

વોહી શોહાગણ જો ભરીઆ હેતા, બંદગી કીના ચીત અપણા ચેતા;
વરશ દીવસ બાહેર ન જાતા, લોક ફીકર શીર ઉપર લાતા;
ખુવારી કીયા ઓર ધુલ મીલાયા, યું કર અપણા પ્રેમ જલાયા;
દુરીજન સુખસુ રાખે સારે, રોલે તે જે પીયુજી પયારે;
દુનિઆ લોક ન સુરીજન જોગા, નબીપણા શાહ શોહાગા.

રે તુંહી...

દુનીઆ એ હે દુરીજન, મીંતુ ન આવે કાજરે;
બાજી દેવે તીલ માંહે, અને રાખે સુરીજન બાજરે. ૩૪

## (૧૭) ફકીરી જીકરીઆ નબીકી.

જીકરીઆકે શીર કરવત ગાલા, સો સબ એહી ફકીરી ચાલા;
જબ લે કરવત શીર ઉપર છોડા, પ્રેમે સાચા સો મુખ ન મોડા;
ચાલતા કરવત જો ચાં ચું કરતા, નબી નામ તો કાહેકું ધરતા;
મીંતુકે શીર એસી કીજે, સુખસુ બેઠે કયું શાહકું લીજે;
પલમે સારા શીરથી ચીરા, તો જા પાયા સુરીજન હીરા.

રે તુંહી...

એસી કસણી બાહે કર, પરખીયા આપણા નેહરે;
શીર પર કરવત છોડીઆ, તોએ ન દીના છેહરે. ૩૫

## (૧૮) ફકીરી ઈબ્રાહીમ આદમકી.

સુલતાન ઈબ્રાહીમકે દેખો ખેલા, કીયું કીયું ઉસકું ધુલજ મેલા;
કેતે બરસ બાદશાહી કીતી, ઉન શીર કેતીક વેદના બીતી;
ખાણે પીણેકી સુધીયા ટાલે, ઈયું કર આપસકું પ્રેમે જાલે;
સબ સુખ છોડીને દુઃખે જલાણા, સાચે મીતુંકા એ હે ખાણા;
મીંતાં કસણી એસી કીજે, એક તીલ સુખડા દેહી ન દીજે.

રે તુંહી...

જીસ માંહે પીયુકા નેહ થા, સો સતસું ચાલીઆ આજરે;
જગમાં જલાણે પરગડે, ઈયું કર કીના કાજરે. ૩૬

મોહોર અપણી પાયા ઠામ, પીયુસું કીના સાચા કલામ;
મુમીજન કસણી એસી કીજે, દુનિઆ છોડ ફકીરી લીજે;
ત્રીઆ કેરા તમે દેખો ચાલા, ફીકરૂં કીજે એસા હાલા;
માંહે ફકીરી ન હોતા શાવા, તો નબી ન કરતે ઈસપર ભાવા;
ફીકર રસુલે આંખી બાતાં, વે ભી લાગા પીયુકે સાથા.

રે તુંહી...

ફકીરી સબસે અધીક હે, જોઈ લેજો જાણરે;
નબીપણા હે ઈસ માંહે, સબમેં પાયા માનરે. ૩૭

## (૧૯) ફકીરી નબી અહમદકી.

પરભાતે ઘર અપણે જાવે, એતા નહી જો મુખમાં આવે;
મણ એક જવ કેરે કારણે, આપ સધારે યહુદકે બારણે;
દેખી ફકીરી ને ઉતર કીજે, ખેતી ન વાડી ફરી કાહાંસું લીજે;
વો થા રાજા દો આલમ કેરા, મણ જવ કારણે યહુદને ફેરા;
મીંતુ કસણી એસી સાધી, જો થે આપણે દીનકે સવાદી.

રે તુંહી...

મીંત જો કીજે સાચશું, અને દુનિઆ ફીકરૂં ટાલરે;
સબસું અલગા ટાલકર, અને બાઈ પરેમકી જાલરે. ૩૮

## (૨૦) ફકીરી અયુબ નબીકી.

અયુબ પેકાંબર તમે દેખો મીંતા, કીડું દેહી માંહે રોજન કીતા;
ચારણી તોલે કીતી દેહા, તોએ ન દીના પ્રેમસું છેહા;
કીડ઼ નીકલ બાહેર જાવે, સો ચાવું લેકર દેહીમાં આવે;
શુકર ખુદાકા તીસ માંહે કહીએ, સત સબુરી ઉસ ઘટ માંહે લઇએ;
એતી બલા જો સીર પર બીતી, તોબી પ્રીત પીયાસુ કીતી.

રે તુંહી...

અયુબ મીંતજ સતકા, અને સાચા થા માંહે નેહરે;
મુખ ન ફીરાયા આપણા, જો સબ તંન પડીયા વેહરે. ૩૯

## (૨૧) ફકીરી ઈબ્રાહીમ નબીકી.

ઈબ્રાહીમ પેકાંબરકા સુણીએ હાલા, નમરૂદને બીચ અગનીજ ડાલા;
પોતે દેખા ખાબજ માંહે, ઈસકુ સુરીજન સપને આયે;
પુતા લેકર કુરબાની કીતા, તો જા સુરીજન મેલા દીતા;
ઇબ્રાહીમ મન માંહે સાચા હુતા, લે કુરબાની ઉન કીના પુતા;
ખાબજ કેરા ઈશક જો આવે, ...ચર મોહોબતસુ શાહ ન પાવે.

રે તુંહી...

ફકીરી સબસે ખુબ હયે, પરતક દીસે ખુવારરે;
હુરમત દુનિઆ ઝાહેરી, સો દીન માંહે મુરદારરે. ૪૦

## (૨૨) ફકીરી બીબી ફાતમાકી.

બીબી કહીએ ફાતમા જેસી, ઈયું જગ રહી જીયું પરદેસી;
અલીકે ઘરકા કીના ચોવા, ચરખે ઉપર ન હોતા ભાવા;
તબ રસુલે આખી બાતાં, ચરખા કાંય ન લેવો હાથાં;
રીઝક હાથ ધણીકે પાવો; ચરખે જીવડા કાંય ન લાવો;
મહમદ મનમાં સાચા હુતા, સો એસી બુધી સો દેવે પુતા.

રે તુંહી...

મીંતપણા તો દોયલાં, કોઇ ન શકે ખેલરે;
શરફરાઝ જો રબને કીયા, ઉસકુ દીના મેલરે. ૪૧

દુજે દીવસ ઘર ફાતમા ચાલી, દેખ અપણે દીનજ હાલી;
બીના દીન નુકશાનજ દાખી, તબ જુની ચાદર સીર પર રાખી;
દુનિઆસે જો લાગી ખોડી, ઈસથી મીંતુને દુનિઆ છોડી;
યું કર સુરીજનસુ કીના મેલા, તબ જા ખેલે પ્રેમકા ખેલા;
શોહાગણ સો જો પીઆસુ રાતી; આપ જલાવે સો પરેમે માતી.

રે તુંહી...

પરેમ પીઆસી અધીક હયે, સો ખેલે પરેમજ ખેલરે;
નબીએ ફીકર દેખાડીઆ, સો કારણ સુરીજન મેલરે. ૪૨

## (૨૩) પતીવ્રતાકે અંગ.

સાચી બીબી એસી ચાહીએ, સુખ તજે તો નવશા પાઇએ;
આભરણ માંહી મોહી ન રહેવે, શાહ બીના અપણી દેહા દેવે;
પહેન આભરણ જો લોક દીખાવે, શોહાગપણાં તો કયું કર પાવે;
પહેનો આભરણ સાચે કામા, આપસ રાખો શાહા ઘર ઠામા;
આપણા સોહાગ તબજા લેખો, સુરીજન અપણા જબ નેનું દેખો.

રે તુંહી...

આપ સવારો સાચશું, અને સતકા કરો શણગારરે;
નેનું કાજલ નેહકા, પીયુ કરો ગલેકા હારરે. ૪૩

## (૨૪) શોહાગનકી રીત.

સઘળા સોહાગ તીન શીર કહીએ, શાહકા નેહ જીસ માંહે લઇએ;
કાજલ ફુલ મુખ તંબોલ, હસી હસી લાગે વીસ મુખ ઢોલ;
તેલ ફુલેલ શીર કંગઈ સારે, તીસ ગલ બાંહોડી પીયુ પ્યારે;
પીયુ બીના જો કરે શણગાર, તીસ ગલ લાગે જલત અંગાર;
પહેરી આભરણ લોક દીખાવે, શાહ સોહાગ સો કયું કર પાવે.

રે તુંહી...

જો શીર સારે કંગઇઆ, અને બહોતં કરે શણગારરે;
પીયુ બીના જો શણગારીએ, સો આભરણ લાગે અંગારરે. ૪૪

## (૨૫) શોહાગનકી ચાલ.

વણ ભરથારે કામ ન આવે, શોહાગણ જુગ માંહે બોત કીલાવે;
પીયુ બાજ જીને આભરણ સારી, જનમ દોહાગણ ભઈ સો નારી;
માંહે શણગારો તો હોયે કબુલ, જ્યું શણગારીયા આપ રસુલ;
જીને એ આભરણ મનસું કીના, તીને જા નવશા અપણા લીના;
પીયુકે પરેમ જીન આપ જલાયા, સોહાગ સ્વાદ તો ઉનને પાયા.

રે તુંહી...

હુઇ સોહાગણ પરગડી, અપણે નવશા કાંજરે;
પીયુ બીના જો શણગારીએ, તો લજાઇ મરીએ લાજરે. ૪૫

## (૨૬) સોહાગપણુ શાબીયાકા.

શાબીયા શોહાગન જુગ માંહે કીતી, સબ કોઇ જાણે દેશ વીદીતી;
આપસકું લે પરેમે જાલી, સુખ ન કીના ઉને સુરીજન ટાલી;
ખાણે પીણેકા સ્વાદ ન ભાવા, સબ વીસારી પીયુકે ભાવા;
પરેમ પીયાસી સો ઘર ઘર ધાઇ, સંસાર સુધીયા સબ ખોઇ ગમાઈ;
યું કર આપસકું કીના એહ, તો રંગ લાગા પીયુસુ નેહ.

રે તુંહી...

પરેમ પીયાસી જે જલે, તીલ ન ફેરાવે અંગરે;
હુઇ સોહાગણ પરગડી, તીન શાહસું માણીયા રંગરે. ૪૬

## (૨૭) સોહાગ મેંદીકા.

મેંદી રંગ તો જા પાવે, પથર તલે જો આપ પીસાવે;
જયું દુઃખ દેખે ત્યું અતી શોહાગી, તો જા નવશાકે પાંઉ લાગી;
નહીતો હરીઆ પાનડા કહીયે, પીસે રંગ તો પરગટ લઇએ;
બીના પીસે જો જનમ ગમાઇએ, તીલબી રંગ તો કાંહાસું પાઇએ;
અપણી દેહીકાબી એસા ઢંગા, આપ પીસાઇએ તો લાગે રંગા.

રે તુંહી...

મેંદી માંહે રંગ હયે, જાણે સારા જગરે,
આપ પીસાવે પથર તલે, તબ લાગે નવસા પગરે. ૪૭

## (૨૮) પરેમ પ્રીતકી રીત.

દીનજ લેણા સહેલા હોતા, તો દુઃખમેં આપસકું કોઈ ન ખોતા;
દુઃખમે અપણા જનમજ ખોઇએ, પરેમ દીનમેં સાબિત હોઇએ;
ફીકર માંહે જો આપ જલાણા, દીનદારી સો સાચા કીલાણા;
સબ સ્વાદ જીને જા છોડા, મન ચીત લાયકર પીયુકા લોણા;
સો જા પહોતા રાજ દુઆર, તીસકું હોતા પીયુકા પ્યાર.

રે તુંહી...

તીસ માંહે અગનજ પરગડી, જીસ માંહે નેહ હયે અંતરે;
ખરી જલાણી જુગ માંહે, કરણી અપણી સતરે. ૪૮

## (૨૯) વરેહવંતકી રીત.

જીસકે હઇડે સુરીજન સાલે, પ્રેમ જાલ તીસ હઇડે ચાલે;
નીત ઉઠી જાલે અપણી દેહા, અધીક ઉઠાવે માંહે પીયુકા નેહા;
તપી સોહાગણ જાલે છાંતી, અધીકજ હોવે રંગ રાતી;
અપણી દેહા સોઇ પકાવે, હઇડા લકડી ઠામ જલાવે;
પીયુ લેહે જલંતા તીલ ન રાખે, કાચી દેહા તો જા પાકે.

રે તુંહી...

જુગમાં ભેજા તુમકું, સો દેહી પકાવન કાજરે;
યું કયું પાકે બાવરે, સો અગન જલાયા બાજરે. ૪૯

---

## (૩૦) કાયા હાંડી પકાનેકા વરેહ.

દેહ તો હુયેગી હાંડી તોલ, જયું જયું પાકે ત્યું પાવે મોલ;
કીસકી હાંડી કીતની જાલી, કીસકે જાલ શીર ઉપર ચાલી;
કોઇ સો આધી જલકર થાકી, પુરી જલાણી સો સબ પાકી;
હાંડી પાકી જીસકી જાવે, પુરે સ્વાદે સો બેઠા ખાવે;
આપ પકાવો નીસત લોકા, જયું સુખ હોવે દીનજ ભોગા.

રે તુંહી...

જો કોઇ પકાવે આપકું, સો પુરી જલાવે દેહરે;
ભોગ કરે વયે શાહાસું, અને આપજ હોવે બેહરે. ૫૦

---

## (૩૧) રસુલકા વીરેહ.

રસુલે પકાઇ સો સારૂં જાની, પરગટ એ હયે નહી કુછ છાની;
કેતેક બરસ અગન જલાયા, નેહકા સ્વાદ તો જા પાયા;
ફીર ફીર ચઉદીશ અગન જલાઇ, યું કરી અપણી દેહી પકાઇ;
જો કોઇ જલંતા તીલ ન રાખે, સો સબ જાયે શરાણે પાકે;
બીના અગન જો પાકી લેતા, તો મીંતકુ દુઃખ કોઇ ન દેતા.

રે તુંહી...

સાચી પકાણી રસુલકી, જીને જાલી તનમન લાયરે;
જનમ ગમાયા અગનમાં, બાહેર ન કાઢીયા પાયરે. ૫૧

## (૩૨) વીરેહ રાબીઆકી.

પીર પેકાંબર જે જે કીલાણે, સો સબ જાયે પરેમ જલાણે;
મરદ ઓરતકી બાત ન રાખી, જો જો જલાણી સો જા પાકી;
દેખો રાબીયા કેરે કાજ, હઇડાસેથી જીને મારી લાજ;
રાબીયા ઓરત ધરીયા નામા, મરદ લજાણે ઉસકે કામા;
પરેમે સાચી હુઇ સો માઈ, ઉન જા અપણી દેહા પકાઈ.

રે તુંહી...

મરદ ઓરત દોય સરીખા, જે કરે પરેમકા કામરે;
ઓરત પકાવે સાચસું, તો પાવે પીયુકા ઠામરે. ૫૨

## (૩૩) રીત વીરેહકી.

પરેમકી આંચ જીસ તન ચાલે, ફીરકર આપસકું ચોક્સ જાલે;
કછુ ન છોડે એક તીલ રતી, જયું જલાવે માંહે દીવડે બતી;
લકડી બીચ જા અગનજ દીજે, સાચા સુરીજન યું કર લીજે;
પરેમકી જાલકા એહી ભાવા, કછુ ન છોડે શીર લગી પાવા;
અગની લગાવે હઇડા માંહે, ફીર ફીર જાલે સો ઠાંઓ ઠાંએ.

રે તુંહી...

એતો જાલ સ્નેહકી, રહી આપોપું ટાલરે;
કછુ ન છોડે તનમાં, જાં લગી બાલું બાલરે. ૫૩

## (૩૪) વીરેહ પરેમકી રીત.

પરેમકે ખેલકા દેખો ભાવા, અગન જલાવે શીર લગી પાવા;
ફીર ફીર જલાવે ચોદશ છાતી, જેસી જલાવે માંહે દીવડે બાતી;
ઘડી ન રહેવે એકસ ટાલાં, દમ લગાવે બાલું બાલાં;
સાતું સરગ જો બરશે આઇ, પરેમ જાલ ન જાય બુઝાઇ;
સાચા દમ નેહકા કહીયે, નેહસુ જલતા તીલ ન રહીયે.

રે તુંહી...

એતો પરેમકા ખેલ હય, જો લાગા પીયુકે નેહરે;
અધીકજ ઉઠે જોરમાં, સો સરગું વરસે મેહરે. ૫૪

## (૩૫) પરેમ અગની.

સરગું બરસે તો નાહી બુઝાવે, પીયુ વીજોગે અધીક જલાવે;
એતો જાલ સ્નેહકી બાઈ, સરગું દેખી કયું જાયે બુઝાઇ;
નેહડા કીના પીયુકે સાટે, સો કયું બુઝાવે સરગું માટે;
સરગું સુખતો કેસા ભાવે, જયું બંદીઆકું બંધમે ભાવે;
જો કોઈ હોવે સુરીજન જોગાં, સરગું કેસા સો કરશે ભોગાં.

રે તુંહી...

સરગાં દેવે લાખ એક, અને હુરા લાખ પચાસરે;
અધીક જો ચાહો બાવરે, તો માંગો પીયુકું પાસરે. ૫૫

## (૩૬) પરેમ વરેહ.

પીયુ મીલણે જીને દેહા જાલી, કયું સુખ પાવે સુરીજન ટાલી;
પીયુ બીના જીસકું સરવ અભાવા, સો કયું દેવે સરગું પાવા;
અદકે ચાવે જાય જપાવે, જો દોઝકમે શાહકું પાવે;
દોઝક આંચસું સબ કોઈ ભાગે, સો તો આંચ ઉસે ઠંડી લાગે;
દોઝક ઉપર ચલા જાવે, સરગું માંહેથી ફીર ફીર આવે.

રે તુંહી...

એતો જાલ સ્નેહકી, લાહી અપણે ઢાલરે;
દોઝક અગનજ લાકડી, હઈડા હાંડી તોલરે. ૫૬

## (૩૭) પરેમમે રાવણકા મીસાલ.

પરેમ ખેલ તમે દેખો લોકા, કીન કીન પેરે હોવે ભોગા;
જેણે મીંતે કીના ચાવા, તેણે પરેમસુ જા મેલા પાવા;
શીરસે ટલકર અલગ હો બેઠા, સો સબ જાઈ પીયુ મીંદર પેઠા;
રાવણ દેખો માણસકે કારણે, કયું ન રહીયા અપણી ધારણે;
સીતા કેરા ઉસે લાગા નેહ,, દસ સીર રાવણ કીના ખેહ.

રે તુંહી...

સીતા કારણ દુ:ખ સહાયા, અને દસ સીર દીયા કટાયરે;
સાચા સુરીજન કારણે, એક સીર દીયા ન જાયરે. ૫૭

## (૩૮) પરેમ વીરેહ.

દેખો નિસત સુરીજન કાજા, શીશ ઉગારે ન આવે લાજા;
માણસ કારણે કીયા કુછ સહીયા, સુરીજન કારણે એક શીર ન દીયા;
એ સબ આહે પરેમજ કામા, પરેમ બીના ન આવે ઠામા;
ત્રીઆ દેખો જા હીંદુ કેરી, મુએ કારણ અગન જલેરી;
તમકું ન આવે મનમાંહે લાજ; કયું ન જાલો સુરીજન કાજ.

રે તુંહી...

ત્રીયા હિંદુકી સાચ હય, જો જલે મુએકે કાજરે;
પલ ન રાખે જીવ આપણા, સો આપણે પુરખાં બાજરે. ૫૮

## (૩૯) સતીકા મીસાલ.

સત કારણ સતી આપ જલાવે, અવર પુરૂષસુ નેહ ન લાવે;
જો તમે આપસકું સતી આખો, તો હરકું પરખી તમે હઇડે રાખો;
એ ધટ તુજે લાજ ન આવે, સતી રૂપ પણ ભેખ લજાવે;
પુરખ મરે જુગ રહે ગેમારી, પુરષ પાખે જુગ સુધ અંધારી;
દેહા જાલે જે હોય પુરષ પીયારી, જેણે ધરથી દેહા વીસારી.

રે તુંહી...

સતીઆ જુગ માંહે તીસે કહીએ, જે જાવે સાથે ઢોલરે;
આપ જલાવે સતસું, સુણે ન કીસીકા બોલરે. ૫૯

સતીપણા જો સુધા કીનાં, પીયુ કારણ બીચ અગનજ દીના;
આપણા સુરીજન તોજ પાવે, જીવતે આપસકું આપ જલાવે;
જીનકું ભાવે સુરીજન આપણા, સો જા કરસી બીચ અગનજ તપણા;
જેમ જેમ જલતાં સીર લગી જાવે, તેમ તેમ પરેમ પીયાકા પાવે;
પરેમ જાલ જીય હઇડે પેઠી, સો તન જાલ ભસમ કર બેઠી.

રે તુંહી...

ઉઠી જાલ સ્નેહકી, સબ તન કરે અંગારરે;
સખી સાહેલી આપકુ, તમે જાલો પીયુકે લાયરે. ૬૦

## (૪૦) સતી અંગ.

સતી સોહાગણ સો કર જાણી, પીયુકે સાથે જા આપ જલાણી;
જડ મુલ જા અગનજ દીના, ઉન જા નેહડા સુધા કીના.
કાઠ પેડ જડ મુલ ઉખાડે, શાહકી રમત સોહી જાણે;
સુરીજન અગની ચોદીશ હાલે, પીયુકે સાથે જા આપસ જાલે;
અવર કીસીસુ પ્રીત ન લાવે, નરકે કેડે જા નાર જલાવે.

રે તુંહી...

સતી સોહાગણ તીસ કહુ, જો જલે પીયુકે નેહરે;
ભસમ કરે વે શીર લગી, સો સારી પુરી દેહરે. ૬૧

## (૪૧) સતીકા દ્રષ્ટાંત.

સાચી સતી સો કર જાણી, જીવ દેતા જીને શક ન આણી;
સોહાગણ પુરી તમે જાણો સોઈ; સીરકે સાટે જો શાહકું પાઈ;
સીરકા સાટા પહેલા કરણા, સીર આગલ કર પગલા ધરણા;
જીવડા લાઈએ અવરાં સાથે, યું કયું આવે સુરીજન હાથે;
સુખસું બેઠા જાઇ સોઈ, જીને ન લીનાં સાથી કોઈ.

રે તુંહી...

સજ્જનકે ઘર જાઇએ, સાથ ન લીજે કોયરે;
પીછા ફેર ન દેખીએ, પીછે હોણી હોય સો હોયરે. ૬૨

## (૪૨) પતંગ દ્રષ્ટાંત.

સતસું નેહડા તો પતંગ કીનાં, લે આપસકું બીચ અગની દીના;
અગની આંચસુ હોતા ભાવા, તો જા જલાણા સીર લગી પાવા;
પતંગ પ્રીત તો સુધી જાણી, અગની આંચ માંહે જાઈ ઝંપાણી;
જીસ માંહે હોતા પીયુકા નેહા, સો સબ જાલે અપણી દેહા;
પ્રેમકી આહે એહજો ગાલી, કોય ન જાલે પ્રેમજ ટાલી.

રે તુંહી...

કોઈ ન જાલે આપકું, જો નહી લાગા નેહરે;
વીરહ સતાવે જીસકું, સો જાલે હઈડા ખેહરે. ૬૩

## (૪૩) સતીકા પરેમ.

જો કોઈ હોતા પ્રેમ સંજોગા, સત અગનીસું કીના ભોગા;
અવર બાકી શાહ ન પાવે, ઠાલે ઘર માંહે આવે જાવે;
પ્રેમ જાલ ન જલીઆ જોઈ, લીયા રંડાપા ઉને સોહાગજ સોઈ.
સત અગનીકી ગાલી મોટી, કોઈ ન જાણે નીયત ખોટી;
નેહ બીના શાહકું કેસા પાવે, ઠાલે ઘર માંહે કીયા સુખ પાવે.

રે તુંહી...

જીને પ્રેમ રસ નહી ચાખ્યા, નેહ સુરીજનસું નવ લાયરે;
સો ઠાલે ઘરકા પરેણુલા, જયું આવે ત્યું જાયરે. ૬૪

## (૪૪) બીન પ્રિતકો અંગ.

બંધન બાંધે પ્રેમકા કોઈ, જીસ માંહે પ્રેમ ખેલજ હોઇ;
નેહ બીના સુખ ન નેહ બીના સાવા, નેહ બીના હેત ન નેહ બીના હાવા;
નેહ બીના શાહકું કેસા પાવે, નેહ બીના સહેજ અંધારી આવે;
નેહ બીના ચાવા એસા જાણી, ગાજર ખાઇને પીજે પાણી;
છાલા કુટે ચોખા ન જોઇએ, નેહ બીના જોબન એસા ખોઈએ.

રે તુંહી...

જીને પરેમ ખેલ ન ખેલ્યા, અને આયથે સંસારરે;
જનમ દુઃખી તીસ જાણીયે, જીને ખોયા કીરતારરે. ૬૫

નેહ બીના સુખ પીયાસું ન લાગે, નેહ બીના સહેજે પરેમ રસ ભાગે;
નેહકી બાતાં એ હય મોટી, સો નવ જાણે નીયત ખોટી;
જેણે કીના રસકા ચાવા, સીરકે સાટે ઉને જા પાવા;
સાચી વાટે પગલાં ધરસી, રસકી બતીઆં રસીઆં કરસી;
રસથી હોવે સરવ સંજોગા, બીન રસ પ્રીત ન બીન રસ ભોગા.

રે તુંહી...

પરેમ રસ અતી મીઠડા, જોઈ લેજો સુજાણરે;
કાંઈ ન દીસે રસ બીના, દો જણ મીલતે પ્રાણરે. ૬૬

## (૪૫) રસ બીન પ્રિતકો અંગ.

જો મંછા મીલીએ તો બેસીએ સહેજે, બાત ન કરસી બીન રસ હેજે;
ચકવા ચકવીકી પરછો બાતા, બીન રસ જાવે કેસી રાતા;
રસ બીના સ્વાદ કછુ ન પાઇ, મીંત ન મીલસે બીન રસ આઈ;
રસકું મીલીએ અપણે શાહથી, હોવે સંપુર્ણ ચોદસ છાતી;
ચોલી ચીર ને ઓઢણ સાવા, બીન રસ હોવે સરવ અભાવા.

રે તુંહી...

મેલ મીલાવા સબ સુખ, સો સબ રસમાં જાણરે;
બીન રસ શાહ ન પાઈએ, હઇડે શક મ આણરે. ૬૭

## (૪૬) રસ બીન રસ પ્રિત.

રસસું ખાના ને રસસું પીના, રસીએ સીસ સો રણ માંહે દીના;
રસ બીના બોલા ચાલી ન હોય, રસ બીના મીલતા ન દેખું કોય;
પાન ફુલ બીન રસ ન ભાવે, જો બોહોતેરા મુખ સીર આવે;
રસ બીના પ્રીત પીયાસું ન લાગે, સહેજે સોહાગ પણ દુઃખ ન ભાગે;
જો તમે દેખો બંધ કીલતાર, રસકા બાંધેયા હય સબ સંસાર.

રે તુંહી...

જુગ માંહે મીઠા પરેમ રસ, જો કોઈ દેખે ચાખરે;
સ્વાદ જો પાવે સીર લગી, તબ હઇડા દેવે શાંખરે. ૬૮

## (૪૭) રસ પ્રિતકી રીત.

રસસું રાત કેસી સોહાવે, ચકવા ચકવી જયું એકઠા બાવે;
રસ તો આહે જગમાંહે મીઠા, રસીએ રસ ચાખી દીઠા;
રસીઆ રસકી બાતજ જાણે, સો રસ જાએ પીયાસુ માંણે;
અપણા આપ જો રસમાં ખોઈ, સાચા રસીયા જાણો સોઈ;
શાહ બીના મરણા ન આવે કાજે, જેસી કાચી ઠીકરી ભાજે.

રે તુંહી...

સાચા મરણા ઈસ જુગમાં, જો જીવન મૃતક હોયરે;
શાહ જો પાંવે શોહાગકા, તીસે જનમ મરણ નહી કોયરે. ૬૯

## (૪૮) જીવન મુકતકી ચાલ.

મરણ સો તમે એસા જાણો, જો રસ જા કર પીઆસું માણો;
સાચા મરણા મરીએ માંહે, ફીર ફીર મરણા તો આવે નાહે;
મુએકું મરણા કેસા હોય, આપ મુએકા કારણ સોય;
સાચા મરણા એહી વીસેખો, જો આપસકું મુઆ કર લેખો;
એસા મરણા જો મરીયે માંહે, ફોકટ મરણા કારણ કાહે.
રે તુંહી...
પ્રીત પીયાકી દોહેલી, જો સીરસેંથી જાયરે;
પરેમ ખેલતા જો મરે, તો મુએ સુકરીત લખાયરે. ૭૦

## (૪૯) પરેમ જાલકાં અંગ.

પીયુકે નેહકા કીજે ચાવા, તો ફીર ન દીજે પીછા પાવા;
એતો આપું આપે લડણાં, કદી ન કીજે પીછા વલણા,
સીસ ઉગારે પીયું કીયું મોહોવે, તું કયું જોબન પીયુ બીના ખોવે;
જો તમે સીસ ઉગારણ ચાહો, પરેમ ખેલ તો કદી ન પાઓ;
નેહકા સાંહી તો સુખસું પાઇએ, આપણા સીસ જો આપ ગમાઇએ.
રે તુંહી...
નેહકે મીંદર પેઠ કર, મત કોઇ પીછા ધાયરે,
જો મન કરસે બાપડા, તો બીન સીરસેંથી જાયરે. ૭૧

## (૫૦) લયલી મજનુંકા મીશાલ.

લયલી મજનુને નેહડા કીના, જીવ ગમાયા સો પરેમું ભીના;
જે કોઈ હોતા પરેમકા સાધા, ઉસકુ કીના દુઃખ માંહે આધા;
કાને સુણીયા હય કોઈ કાંહી, જીવ ગમાયા એક પલ માંહી;
એસા નેહ પીંગુનું કરણા, જીવ ગમા કર પગલા ધરણા;
નેહકે મીંદર પેહેજ કોઈ, સો પહેલે બયઠે જીવ અપણા ખોઇ.
રે તુંહી...
સહેજ પીઆકી જો ચડે, સો સીર ધરે ઉતારરે;
તો રસ હોવે આગલા, જો રહેવે ખંડા ધારરે. ૭૨

## (૫૧) સોના કસોટીકા મીસાલ

સાચા સોના તો બન ચડસે, જબ જા બીચ અગનીજ પડસે;
અગન જલતાં શક ન આણે, સુઘ્ઘા સોના ઉસ સબ કોઈ જાણે;
અગનકી જાલ જો ના સહેવે, તબ લગ સુઘ્ઘા કોઈ ન કહેવે;
જો બોહોતેરા ઘડીએ ઘાટ, રૂપ ન છોડે સો જલે માટ;
પીતલ રંગ સોના તોલ, જો કસ કસીએ ન પાવે મોલ.

રે તુંહી...

સોના વોહી સાચ હય, જો બાહીએ અગનજ માંહેરે;
દમડે દમ દમ ચાલીએ, રંગ ન છોડે તાંયરે. ૭૩

## (૫૨) સોનેકા મીસાલ.

જુઠા અગની કેસી સહેવે, જો આપસકી ધારણા ના રહેવે;
રસ ન હોવે રસાયણ ટાલી, જુડે કામુંકા એસા હાલી;
પ્રેમ અગની ગાડી જલતી, સહી ન જાવે એક તીલ રતી;
ઇસ અગનીકી જો આંચજ સેહવે, પીતલ રંગ તીસે કોઈ ન કહેવે;
સોના સરીખા તોજા હોવે, નેહકી વાટે જો શાહકું જોવે.

રે તુંહી...

સોના તોએ સાચ હય, દીજે અગનકી કસરે;
પણ બાજ રસાયણ ગાલીયે, તો કદી ન હોવે રસરે. ૭૪

## (૫૩) પાણી મછલીકા મીસાલ.

સત જા દેખો તમે મછલી કેરા, જાય ઝંપાણી માંહે બોહોળે નીરા;
સત ન છોડે આપણા જાઇ, જ્યું પાણી માંહે ઝબુકી બાઇ;
આપણે ચાવું ફીર ફીર માના, કદી ન કીના ઉન બાહેર જાના;
તો જા પ્રીત પુરી જાણી, જ્યું નેહ બંધાણા મછલી પાણી;
એસા નેહડા સુધ્ધા કીજે. મછલી પ્રીત જા કર લીજે.

રે તુંહી...

મછલી પાણી નેહ હય, તમે જા કર દેખો લોકરે;
જેસી ખસલત પરગડી, તેસા હોવે ભોગરે. ૭૫

## (૫૪) મછલી પાણીકી પ્રીત.

મછલી પાણી નેહ બંધાણી, જા કર જીવે જીવ સા પાણી;
જબ લે અલગી કરે જો કોઇ, મરણા પાખે દુજી બાત ન હોઈ;
નેહકા બંધ તા એસા કીજે, પલ બીછડે તા જીવડા દીજે;
નહી તા નેહડા જુઠા જાણી, સાચા નેહડા હય મછલી પાણી;
નેહ સત તા એહી વીશેખા, છાના નાંહી તમે પરગટ પેખા.

રે તુંહી...

સાચ ન છીપે બાવરે, જો છીપાવે કોઇરે;
ચંદાકું ડાલે ઢાંકીએ, તા ખણુ ખણુ પરગટ હાયરે. ૭૬

## (૫૫) મછલી પાણીકા મીસાલ.

મછલી પ્રીત તા સુધી જાણી, આપણે ચાવે જાઇ ઝંપાણી;
તબ પીછે ફીર બાહેર ન દેખી, પાણી બાજ મરણા વીસેખી;
નેહકી બાતાં સા મીંતુ જાણી, પરગટ એ હય નહી હય છાની;
અવર સા દેખા દેખી હોઈ, ઇસ માંહે મીલતા ન દેખું કોઇ;
એ ગટ નીરમલ સાચા હાઇ, પ્રીત બાજ ન સીધા કોઇ.

રે તુંહી...

જો જડ જડી સત સજને, અને રેહેણ રહી અપારરે;
સા જડ કબી ન ઉખડે, જો લાખું મીલે લાહારરે. ૭૭

## (૫૬) પરેમ પ્રીતકી રીત.

જનમ ન છુટે પ્રેમકા બાંધા, નેહ ભલેરા જો મછલી સાંધા;
જીને એ ચાટા લગતી જાણી, માર કલેજે ગુણકર તાણી;
કોઇ ન જાણે દુઃખ વીરેહ કેરા, સાઇ જાણે જીસે પડીયા વેહા;
પરેમકી આંચ જીસ હઇડે લાગી, સા નીંદ ન સાવે સતસું જાગી;
જીસ માંહે પડીઆ પીયુકા નેહા, જનમ દુઃખી હુઇ સા દેહા.

રે તુંહી...

જનમ દુઃખી તીસ જાણીએ, જીસ માંહે લાગા નેહરે;
વીરેહ સતાવે દેહકું, સા હઇડે પડાવે વેહરે. ૭૮

જીયકું પરેમકી વીરેહ સતાવે, નીસદીન નીંદ તીસે ન આવે;
પરેમ પીડા તીસે પુછો જાઈ, જીને એ ભાલ કલેજે ખાઈ;
તેમ તેમ વીરેહા અદકી ચાલે, ચોટા વીરેહકી માંહે હઇડે સાલે;
પરેમ ઘાઓકા અઉષધ ન પાણી, જીને એ ભાલ લગતી જાણી;
છાની ચોટા વીરેહેકી ભારી, જનમ ન પાલવે વીરેહેકી જારી.

રે તુંહી...

ક્ષણું એક જો બાહીએ, પરેમજ કેરી જાલરે;
ભસમ કરે એક પલમાં, સરગ મૃત પાતાલરે. ૭૯

નેહકે મીંદર જો જા પડયા, રોમે રોમે તીસે દુખડા જડયા;
તન મન ધન પીઆકા જાણે, આપસ માંહે પીયુ દેખ પીછાણે;
પીયુકી પ્રીત જીસ મન ભાવે, સો સબ જાઇ અગન જલાવે;
ઓર સો સારે સુખસું સોવે, પરેમું માટે સો ટપ ટપ રોવે;
અવર સો હાંસા બાજી બુઝે, વીરેહ વઇરાગીકું સબ કુછ સુઝે.

રે તુંહી...

સીસ સાટા જે કરે, સો ખેલે પરેમજ ખેલરે;
જીવ ગમાવે આપણા, અને સતસું બાંધે મેલરે. ૮૦

---

## (૫૭) પરેમ શુરાતનકી રીત.

સીસ સાટે શુરાપણ આણે, દુઃખ દોહેલા સુખ કરી જાણે;
કાયરપણા જો તીલબી કીજે, પરેમ પાઉં તો કયું કર દીજે;
દેખ ચોગાન જેસા ખેલા, પરેમ સ્વાદકા એસા મેલા;
શીશ ખોતાં જેણે સંક ન આણ્યા, ખેલ મેદાનકા ઉને સબ જાણ્યા;
પીયુકા પરેમ છુપા ન જાવે, ખોવે શીશ તો તતક્ષણ પાવે.

રે તુંહી...

છાના નેહ હય પીયુકા, પરેમ ખેલો માયરે;
જહાં લગી શીશ ઢલી પડે, તહાં લગી સંનમુખ જાયરે ૮૧

### (૫૮) પરેમ સતીકા આપ ખોણા.

સતીએ સત સુધા જાણી, જીવ દેતા જેણે સંક ન આણી;
જો ઈસ વાટે જીવણા ખોવે, સુરીજન સ્વાદ તો ચાખી જોવે;
શુધ બુધ ખોવે જો અપણી દેહા, તો રંગ લાગે સુરીજન નેહા;
ગાંઠ મુઠ કછુ નહીં રાખે, સતકા સ્વાદ તો જા ચાખે;
જહાં લગી આપસકું મુઆ ન લેખે, તહાં લગી સત મારગ નહી દેખે.

રે તુંહી...

સાચા સતજ કીજીએ, અને જુઠ ન આવે કાજરે;
નેહ ન પાઇએ શાહકા, આપસ ખોયા બાજરે. ૮૨

### (૫૯) પરેમ આપ ગમાણેકા.

શાહ સોહાગણ સો કર જાણી, નેહ સુરીજનમે જો આપ સમાણી;
સુખ ને સ્વાદ તો દોજક કેરા, શાહ બીના જાણો સબ ફોકટ ફેરા;
જાહાં લગી પીયુજી ન પાઇએ અપણા, સરગ માંહે તો હોવે તલપણા;
શાહા બીના વેદના સહી ન જાવે, સવાદ સરગકા ઉસે ન ભાવે;
જીને કીને મીતસું નેહડા કીના, સાચા મીંતર ઉને જા લીના.

રે તુંહી...

જો લેહ પાયા પીયુ કને, સારી પુરી દેહરે;
દરસન પાયા પીયુકા, સરગ ન મોહ્યા તેહરે. ૮૩

### (૬૦) પરેમ આપ ખોનેકા.

દરશન શાહકા સોઈ પાવે, જો આપસકું ખોઈ ગમાવે;
દુનીઆ શાહકી ધાત ન જાણે, બાંધી મુઠી સબ પછતાણે;
સાચા જો કોઇ સતસુ રહેવે, આપસ ખોવે ને શાહકું લહેવે;
ખોઇયા બાજ ન જોવે કોઇ, જોવે સોઈ જીને ખોઇયા હોઇ;
એતો આઇ પરેમકી ગાલી, કોઇ ન જોવે સીર ખોયા ટાલી.

રે તુંહી...

આપ ખોઈ પીયુ મીલે, અને પીયુ ખોઇ સબ હાણરે;
એ અકથ કાંહાંની પીયુકી, તમે સમજો લોકો જાણરે. ૮૪

## (૬૧) આપ ગમાણેકા મીસાલ છાશ મસકેકા.

છાશ મસકા પ્રગટ જોવે; જોવે સોહી જો છાશજ ખોવે;
જેમ જેમ માંહે પાણી આવે, તેમ તેમ મસકા તરતા આવે;
જો કોઈ છાશ ઉગારી ચાવે, સો કયું મસકા પ્રગટ પાવે;
જો મહીઆરી સાચી હોવે, મસકે કારણ છાસજ ખોવે;
દીન અમુલા મુલ ન પાઇએ, સો કયું ફોકટ ખોહો ગમાઈએ.

રે તુંહી...

કોઈ ન લેવે છાસકું, સો મસકા કેરે ઠામરે;
મસકા ખોયા કાલ મુખે, છાસ ન આવે કામરે. ૮૫

---

## (૬૨) છાશ મસકેકા મીસાલ.

દેહા તો આહે છાસજ તોલ, પીયુજી મસકા માંહે અમોલ;
જેમ છાસ મસકે ન રહેવે, મસકા મુલ ત્યું અદકા લેવે;
દોહાગણ મસકા ખોઇ ગમાવે, સાચી સોહાગણ જે મસકા પાવે;
સાચી મહીઆરી જો મસકે લાગી, મસકા ખોવે સો મુરખ અભાગી;
સુરીજન મસકા તમમાં જાણો, દેહા છાસ તમે દેખ પીછાણો.

રે તુંહી...

જોઈ વલોવે આપકું, નેહકી રવાઇ બાહેરે;
જુઠી છાશજ દુર કરો; તો મસકા દેખા જાઇરે; ૮૬

---

## (૬૩) દેહા ખોણેમે મીસાલ છીપ મોતીકા.

મોતી છીપ માંહે જેસા જાણો, એસા સાંહીઆ તમે દેખ પીછાણો;
પ્રતક્ષ મોતી તો જા પાવે, દેહા છીપ જો જાએ બઝાવે;
છીપ ઉગારણ ચાવા કરશે, તો કયું મોતી નજરે ચડશે;
ડુબકી મારે એસા રાવત નાહી, તીસથી રહેઆ માંહે છીપાઈ;
જેણે સમુદ્રમાં આપજ ખોયા, તીને જા મોતી પ્રતક્ષ જોયા.

રે તુંહી...

ખોયા જીને સમુદ્રમાં, સોઈ જોવે આજરે;
કીને ન પાયા પરગડા, આપસ ખોયા બાજરે. ૮૭

## (૬૪) જોગકી રીત.

જોગણ હોવે જોગીસું રાતી, ભભુત ચડાવે દરસન માતી;
મુંદ્રા કાને ને ભેખ કમાઇ, સાચે રાવલને ભુરકી બાઇ;
હાથે ખપર લે ઘર ઘર જાવે, બીન સીત્ર જોગી અવર ન ભાવે;
જોગણ જોગીકી જુગતી લેવે, સરવ કથાકું આદેશજ દેવે;
કાને કુંડલ સતકા બાવે, સાચી જોગણ સોઈ કીલાવે.

રે તુંહી...

જોગીકું જગ ઢુંઢીએ, આ દેશ દેહી સબરે;
શાહ જો પાઇએ જોગકા, દરશણ હોવે તબરે. ૮૮

## (૬૫) જોગ ભેખકા.

ભેખ કરેથી જુગત ન આવે, જોગણ સોઇ જો દરસણ પાવે;
લે આપસકું ઓર દે મેલે, આસણ મારી જોગસું ખેલે;
એ તન જા લગ મેલ ન કરસી, જોગી કારણ તપી તપી મરસી;
રાવલ પાવે તો સુખ હોવે, જોગણ હોવે તો જોગી મોહોવે;
જેણે જોગીકી બાતજ જાણી, તીન જા જોગી સું જટા બંધાણી.

રે તુંહી...

રાવલ કારણ ઢુંઢીએ, જગ કછોટા વાલરે;
ચીતજ નીરમલ કીજીએ, માંહેકી કાસલ ટાલરે. ૮૯

## (૬૬) ઘટ અંદર કાસલ શોધન.

કાસલ માંહેકી એહી વીસેખો, જો આપસમેં આપ ન લેખો;
ઇતની કાસલ હયગી માંહે, ઉસથી શાહા મુખ દેખો નાહે;
જો બોહોતેરી ભગતી કીજે, માંહે કાસલ ને બાહાર ધોઇજે;
માંહે નીરમલ નીર ન હોવે, બાહેર બેઠા ફોકટ ધોવે;
બાહેર ધોવે તો લ ન જાવે, જો પાણી માંહે જનમ ગમાવે.

રે તુંહી...

ઘર ઉપર જેમ દીવડા, અને માંહે કાલીં રાતરે;
પરતક દે ર આપકું, અને માંહેકી કાસલ સાથરે. ૯૦

### (૯૭) માંહે કાસલકા મીસાલ મછીકા.

મછલી ભેદ જો દેખો લોગા, નીશદીન કરે વે નીરસું ભોગા;
જાકર અગની માંહી રંધાણી, વાસો નીરમાં પણ ગંધ ગંધાણી;
કાટી કુટી જો નીર માંહે બાહીએ, તેમ તેમ ગંધ જો અદકી પાઇએ;
માંહેકી કાસલબી એસી જાણી, ગંધ ન છોડે જો ધોઇએ પાણી;
એહી અચંબા પ્રગટ દેખો, માંહેથી કાસલ તમે એસી લેખો.

રે તુંહી...

મછલી દેખો જાઈ કર, જો બોહોત વસે જા નીરરે,
ગંધ ગંધાણી અગનથી, સો અવગુણ માંહે શરીરરે. ૯૧

### (૯૮) કાસલકા મીસાલ કલઇકા.

તરવા દેખો તમે એહી ભાવા, માંહે કાસલથી મુલ ન પાવા;
રૂપા કેરા મુલજ પાવે, માંહેથી કાસલ જો ખોઈ ગમાવે:
રંગ તો રૂપા કેરા કહીએ, માંહે કાસલસું મુલ ન લઇએ;
મન ચીત લાએ સુણો એ ગાલી, પાકજ કીજે મન કાસલ ટાલી;
માંહે કાસલ જો કછુ ન રહેવે, તો ખોટા તરવા કોઇ ન કહેવે.

રે તુંહી...

કાસલ માંહેથી ટાલીએ, તો પાઇએ રૂપા મોલરે;
તરવા તો હય પરગડા, અને રંગ હય રૂપા તોલરે. ૯૨

### (૯૯) કલઇકા મીસાલ.

પરખો કાસલ માંહેથી કાચી, ખરી અભાગણ જે તરવે રાચી;
પરતક્ષ એહી રૂડા દીઠા, તીસ તો તરવા લાગા મીઠા;
તરવા દેહ દોય સરીખી જાણો, રૂપા ઈસ માંહે દેખ પીછાણો;
જબ વે તરવા નીકલ જાવે, તબ વચે રૂપા પ્રગટ પાવે;
મન સમજાઇ એતના જોણાં, તરવા કારણ રૂપા કયું ખોણા.

રે તુંહી...

તરવા દેહી દો એક હે, અને પાવે સરખા મોલરે;
ઉસ માંહે રૂપા પરગડા, ત્યું દેહામં પરગટ ઢોલરે. ૯૩

## (૭૦) કાસલ શોધકની જુગતી.

એહી ધાતકા ભેદ જો બુઝે, તો આપસ માંહે ઉસે કયું ન સુઝે;
બાહેર ઢુંઢણ કીતકું જાવે, સગલી ધાત તો તન માંહે પાવે;
બોહોત બાંમણ જોશી કીલાવે, ધર અંધેરેસું ફીર કર આવે;
ધટ માંહે આહે સુરીજન તેરા, કીતકું કીજે જા બાહેર ફેરા;
જે કોઇ નાંખે આપસકું ટાલી, પીયુજી વીના નહી દુજી ગાલી.

રે તુંહી...

ધટમાં તીરથ મોક્ષકા, અને ધટમાંહે ધરમ દુઆરરે;
સાચા ધોણાં માંહેકા, અને ફોકટ ધોણા બહારરે. ૯૪

## (૭૧) ભીતરકા કાસલ.

ભીતર મેલ સો નહી સુઝે, બાહેર ગંધા મેલ જા ધુજે;
મુખસું નામ સુરીજનકા લીજે, પથર શીશ સો ઝાઝા દીજે;
મેલજ આહે હઇડા માંહે, ધોયા ચાહીએ ઉસકી ઠાહે;
પરતક ધોણા એસા ખેલા, પરેમ બાજ ન આવે મેલા;
સુધા આહે એહી ભાવા, માંહે ધોવે સીર લગી પાવા.

રે તુંહી...

માંહે ધોઇએરે બાવલે, જો હોવે શુધ જ્ઞાનરે;
ઇયું કયું પાકજ હોઇએ, જેસા જોશી સનાનરે. ૯૫

## (૭૨) કાસલ ભીતર.

દેહડી માંહે પાક ન હોવે, ફોકટ બેઠા બાહેર ધોવે;
બાહેર ચાંદરૂડા રૂડા ભાવે, માંહે અંધારા સો કામ ન આવે;
હીંદુ મુસલમાન જે તે કેતે, સો સબ દેખો નામજ લેતે;
મકે મદિને કીતકુ જાવે, માંહે ધોવે તો શાહ મુખ પાવે;
ફીર ફીર કીજે ચોરી કામા, જીભું જપીએ સુરીજન નામા.

રે તુંહી...

બાહેર ચાંદરૂડા નીરમલા, અને માંહે કાલી રાતરે;
જેસા ચોરજ પરગડા, અપણી ચોરી સાથરે. ૯૬

### (૭૩) મકર મગતીકા.

એ સબ ચોરી પરગટ દીના, જેસા મગતીને મકર કીના;
બાહેર સ્નાન તનકા કીજે, માંહે ખાતર જારર દીજે;
પડયા શેખ પણ દીન ન પાવે, જાંહા લગ રસુલકી રાહા ન ધ્યાવે;
પડયા લોભ માયાકા કીતા, કોલ રસુલ પર ચીત ન દીતા;
દુનીઆ દીન જો મીલતી ધાતા. તો એ દીન હોકર કોઈ ન જાતા.

રે તુંહી...

દુનીઆ મુરદાર હે, મકર ન આવે છેહરે;
દીનજ પાકા [illegible] દુનીઆ આખર ખેહરે. ૯૭

### (૭૪) મીસાલ મગતીકા.

દેખો મગતી કેરા કામા. વે બી ઢુંઢે કારણ દામા;
એતની ખુઆરી સીરપર સહેવે, દુનીઆ પાંખે જીવ ન રહેવે;
નહીતો બંદી વે બી કહીએ, જુકે કામે કયું શાહ લહીએ;
રાબીયા દેખો દુનીઆ છોડી, તતક્ષણ અપણા સુરીજન લોણી;
સાચ કારણ જો દેહા દેવે, વે બી અપણા સુરીજન લેવે.

રે તુંહી...

મગતી બી જો સાચમું, લોણે અપણી વાટરે;
મીંતપણામાં સબ હે, કછુ ન રોકે ધાટરે. ૯૮

---

### (૭૫) દુકાનદારકા મીસાલ.

બનીઆ બી ઇસ દુનીયા કારણે, આપે બેઠે દુકાનકે બારણે;
બહોત ગ્રાહક ચલ કર આવે, તેમ તેમ ઉલટ અંગ ન માવે;
જુઠા જાણો એ સઘલા ધંધા, લોક લુટણેકા એ હે ફંદા;
સુધા ચાલે જો અપણે ભાવા, તો જા અપણા સુરીજન પાવા;
મનમાં બુઝો એ સાચી ગાલી, કોઈ ન પહોતા સાચજ ટાલી.

રે તુંહી...

દુકાન કરેરે બનીઆ, લોક ધુતણ કાજરે;
ઇસે કામે કયું મીલે, સુરીજન શાહ મંહારાજરે. ૯૯

### (૭૬) મુંલ્લા. ઓર શેખુંકા સીજરા.

મુલ્લાં મશાયેખ જાં લગી હોઇ, દુનીયા કારણ આપ સુખ ખોઈ;
ઇસે હીંદુ બી આચાર પાલે, સો સબ લાગે માયાકે ચાલે;
દુનીયા સ્વાદ જો કોઈ ચાવે, સો ક્યું અપણા સુરીજન પાવે;
દીનજ છોડી જીને દુનીઆ લોણી, મીસલ નબીકી ઉસને છોડી;
સુખસું મારગ અપણે રહીએ, સુરીજન અપણા તો જા લઇએ.

રે તુંહી...

સબ બંદે રહેમાનકે, સબ સુરત એક સમાનરે;
જીને દુનીયા લોણી દીનમાં, ઉને ખોયા ઇમાનરે. ૧૦૦

### (૭૭) શેખ મશાયેખ.

શેખ મશાયેખ જોઇ કીલાવે, સો સબ દુનીયામેં મકર ચલાએ;
હાથે મકરાજ લેવે દો ધારી, તીસથી કતરી દુનીયા સારી;
સાચી મકરાજ રસુલે લીની, જીને પૃથ્વી કતરી પાકજ કીની,
બાકી પાખંડ બાજી કહીએ, ઇલલ્લા કતરણી હાથે લહીએ.
ઇસથી કતરો તમે કુફરજ સારા, તો જા પાવો સુરીજન પ્યારા.

રે તુંહી...

સાચી મકરાજ સતકી, જો ચાલે જગ રસુલરે;
જો ખતરે થે શાહ બીના, સો કતરે જડ મુલરે. ૧૦૧

### (૭૮) મશાયેખકા બ્યાન.

સાચી મકરાજકા એહી ભાવા, ખતરે કતરે સીર લગી પાવા;
સાચા કતરણા મનકા કહીએ, જીસથી સુરીજન પરગટ લહીએ;
પીરૂ માંહે તો હોવે શરસી, માંહેકા મેલ જો સબ કતરસી;
બાહેર કતરણા હજામકા કામા, પીર પણા ઇયું ન હોવે નામા;
કાસલ આંહે હઇડા માંહે, કતરા ચાહીએ સોઇ ઠાંહે.

રે તુંહી...

હઇડા કતરણી કીજીએ, સબ કાસલ નાંખો કાટરે;
પીર પણા ક્યું પાઇએ, બાહેર કતરે માટરે. ૧૦૨

